**૧૬ મસઅલો.** અત્તર વિગેરે પોતાના લુગડાઓમાં લગાડવું એવી રીતે કે બીજા મરદોને તેની ખુશબો પોહોંચે દુરસ્ત નથી. (અબુદાવુદ. અઝીજી. જી. ૨)

**૧૭ મસઅલો.** જે લુગડું પેહેરવું જાયઝ નહિ હોય તેવો પોશાક સીવી આપવું પણ જાયઝ નથી. જેમકે ધણી એવો પોશાક સીવડાવે જે તેને પેહેરવું જાયઝ નથી, તો ઉઝર કરી (સબબ બતલાવી) દે. તેમજ દરજીણ મજુરીથી પણ એવું લુગડું સીવે નહિ. (શામી. જી. ૫)

**૧૮ મસઅલો.** જુઠા કિસ્સા અને વગર સનદની હદીસો જે જાહેલોએ ઉર્દુ કિતાબોમાં લખી દીધી અને માતબર કિતાબોમાં તેઓના કોઇ ઠેકાણે પત્તો નથી. જેવી કે નુરનામું (કિયામત નામું સખાવત નામું) અને ખુબસુરતી અને ઇશ્કની કિતાબો જોવી અને પઢવી જાયઝ નથી. એવીજ રીતે ગઝલો અને કસીદાઓની કિતાબો, ખાસ કરીને આજ કાલ નીકળેલી નાવેલો ઓરતોને તદન જોવી નાહ જોઈએ. તેઓનું ખરીદવું પણ જાયઝ નથી. જો પોતાની છોકરીઓ પાસ જુવો તો બાળી નાંખશો. (દુ. મુ. જી. ૫)

**૧૯ મસઅલો.** ઓરતોમાં પણ સલામો અલયકુમ અને મુસાફેહો કરવો સુન્નત છે. એ રિવાજને ફેલાવવો જોઈએ. પોતપોતામાં કર્યા કરવો. (દુ. મુ. જી. ૫)

**૨૦ મસઅલો.** જ્યાં તમે મેહમાન જાઓ ત્યાં કોઈ ફકીરને રોટલી કે ખાણું દેશો નહિ. તે (ઘરધણી) ને પૂછયા વગર અને રજા લીધા વગર દેવું ગુનો છે. (આલમગીરી જી. ૬)

## કોઈ પડેલી ચીજ મળે તેનું બયાન.

**૧ મસઅલો.** કોઈ રસ્તો કે ગલીમાં કે ઓરતોની મિજલસમાં અથવા પોતાને ત્યાં કંઇ થયું હતું, અથવા વાએઝ પઢાવી હતી, સૌ લોકોના ગયા પછી કંઇ મળી આવ્યું; અથવા કોઇ ઠેકાણે કોઇની પડી ગયલી ચીજ જડી, તો તેને પાતે લેવી જાયઝ નથી. હરામ છે. જો તે ચીજને ઉઠાવે તો એવી નેયતથી ઉઠાવે કે તેના માલેકને ઢુંઢીને દઈ દેશું (દુ. મુ. જી. ૩)

**૨ મસઅલો.** જો કોઇ એવી ચીજ મળી અને તેને ઉઠાવી નહિ તો કંઈ ગુનો નથી. પણ જો એવી બીક હોય, કે જો હું નહિ ઉઠાવીશ, તો કોઇ બીજો લઇ લેશે, અને જેની ચીજ છે, તેને મલશે નહિ, તો તેને ઉઠાવી લેવી, અને તેના માલેકની પોંહચાડવી વાજેબ છે. (દુ. મુ. જી. ૩)

**૩ મસઅલો.** જ્યારે કોઈએ પડેલી વસ્તુ ઉઠાવી લીધી, ત્યારે હવે તેનાપર તે ચીજના માલકને ઢુંઢવું, અને ઢુંઢયા પછી તેને દેવું તેને માથે થઈ ગયું. હવે જો ઉઠાવીને પછી ત્યાંજ નાંખી દીધી, અથવા ઉઠાવીને પોતાને ઘેર લઈ આવી પણ માલેકને ઢુંઢયો નહિ, તો ગુનેગાર થઈ. પછી ગમે તો તે એવી જગ્યા પડેલી હોય કે જ્યાંથી ઉઠાવવી તેને માથે વાજેબ નહિ હતી. એટલે કોઈ એવી બચાવની જગ્યાએ પડેલી હતી, કે નાશ થઈ જવાની બીક નહિ હતી. અથવા એવી જગ્યા હોય કે ઉઠાવી લેવું વાજેબ છે, બંનના એજ હુકમ છે, કે ઉઠાવી લીધા પછી માલેકને શોધીને પોંહચાડવું, વાજેબ થઈ જાય છે. ફરી ત્યાંજ નાંખી દેવું જાયઝ નથી. (દુ. મુ. જી. ૩)

**૪ મસઅલો.** મરદો અને ઓરતોની મેહફીલો તેમજ એકઠા થવાની જગ્યાએ પોકારી પોકારીને કહે અને ઢુંઢે. જો મરદોમાં પોતે નહિ જઈ શકે તો પોતાના ધણી વિગેરે, કોઈ બીજાને પોકારીને કેહવા વાસ્તે કહે. અને એ વાતને ખુબ જાહેર કરાવે, કે અમને એક ચીજ મળી છે. જેની હોય તે આવીને અમારાથી લીએ. પણ એ વાત સારી રીતે જાહેર નાહ થવાદે, કે શું ચીજ મળી છે. કે જેથી કોઈ જુઠ અને ધોકાથી નહિ લઈ શકે. પણ કંઈ એવોજ અધુરો પત્તો બતલાવવો જોઈએ; જેમકે એક ઘરેણું છે કે, એક લુગડું છે કે એક બટવો છે કે, જેમાં કંઈ રોકડ છે. જો કોઈ આવે અને પોતાની ચીજનો ઠીક ઠીક પત્તો દીએ, તો તેને સોંપી દેવી જોઈએ (દુ. મુ. જી. ૩)

**૫ મસઅલો.** બહુજ ઢુંઢવા પછી અને જાહેર કીધા પછી જ્યારે તદન નિરાશાજ થઈ જાય કે હવે એનો કોઈ માલેક, વારસ મળશેજ નાહ તો. તે ચીજને ખેરાત કરી દીએ, પોતાની પાસે રાખે નહિ. પણ જો તે જાતે ગરીબ અને કંગાળ હોય તો પોતેજ પોતાના કામમાં લીએ. પણ જો ખેરાત કીધા પછી તેનો માલેક આવી પોંહચ્યો તો તે તેની કીમત (જેને તે ચીજ

મળી હોય તેની પાસેથી) લઈ શકે છે. અને જો ખેરાત કરી દેવાને તેણે મન્જુર રાખ્યું તો તેને ખેરાતનો સવાબ મળશે. (દુ. મુ. જી. ૩)

**૬ મસઅલો.** પાળેલું કબુતર કે પોપટ, મેના, અથવા બીજું કોઈ પક્ષી તણીના ઘરમાં ઉડી આવીને પડી ગયું અને તેણીએ તેને પકડયું, તો માલેકને ઢુંઢીને પોહોંચાડવું વાજેબ થઈ ગયું, પાતે લઈ લેવું હરામ છે. (દુ. મુ. જી. ૩)

**૭ મસઅલો.** બગીચામાં આંબા, કે જમરૂખ વિગેરે, પડેલા છે તો તેઓને વગર રજાએ ઉઠાવવું, અને ખાવું હરામ છે. પણ જો કોઈ એવી હલકી વસ્તુ હોય કે તેવી ચીજને કોઈ ઢુંઢતું નથી, અને તેના લેવાથી અને ખાવાથી કોઈને ખોટું લાગતું નથી, તો તેવી ચીજને વાપરવી દુરસ્ત છે. જેમકે રસ્તામાં એક બોર પડેલું મળ્યું અથવા એક મુઠી ભુંજેલા કે કાચા ચણા મળ્યા. ( દુ. મુ. જી. ૩ )

**૮ મસઅલો.** કોઈ મકાન કે જંગલમાં ખજાનો અથવા કંઈ દાટેલો માલ નીકળી આવ્યો તો તેનો પણ તેજ હુકમ છે; જે પડેલી મળી આવેલી ચીજનો હુકમ છે. પોતે લઈ લેવું જાયઝ નથી. ઢુંઢવામાં કોશિશ કરવા પછી જો માલેકનો પત્તો નાહે મળે, તો તેને ખેરાત કરી દીએ. અને જો પોતે મુફલેસ હોય તો પોતે પણ લઈ શકે છે.*

## વકફનું બયાન.

**૧ મસઅલો.** પોતાની કોઈ મિલકત, જેવી કે ઘર, બાગ, ગામ, વિગેરે ખુદાના રસ્તામાં ફકીરો, ગરીબો, અને ભિખારીઓને માટે વકફ કરી દીધાં, કે એ ગામની તમામ આમદાની (ઉપજ) ફકીરો અને ગરીબોપર ખરચ કરવામાં આવે અથવા બાગના તમામ ફુલ અને ફળો ગરીબોને દઈ દેવાય. એ મકાનમાં મુફલેસ લોકો રહે, બીજા કોઈના કામમાં આવે નહિ. તો એનો બહુ મોટો સવાબ છે. જેટલા નેક કામો છે મરી ગયા પછી બંધ થઈ જાય છે; પણ એ એવું ભલું કામ છે કે જ્યાં સુધી તે મિલકત બાકી રેહશે, કેયામત સુધી તેનો સવાબ મળતો રેહશે. જ્યાં સુધી ફકીરોને આરામ અને ફાયદો પોહચ્યા કરશે ત્યાં સુધી બરાબર તેણીના અઅમાલનામામાં લખાયા કરશે. (દુ. મુ. શામી. જી. ૩)

**૨ મસઅલો.** જો પોતાની કોઈ ચીજ વકફ કરે તો કોઈ સારા, નેક, ભરોસેદાર માણસને સોંપે, કે જે તેની દેખરેખ કરે, કે જેથી જે કામને વાસ્તે તે વકફ કીધી છે, તેમાંજ ખરચ થયા કરે, કોઈ ઠેકાણે નકામો ખરચ થઈ શકે નહિ. (દુ. મુ. જી. ૩)

**૩ મસઅલો.** જે ચીજ વકફ કરી દીધી, હવે તે ચીજ તેણીની નહિ રહી, અલ્લાહ તઆલાની થઈ ગઈ. હવે તેને વેચવી કોઈને દુરસ્ત નથી, હવે તેમાં કોઈ માણસ પોતાનો દખલ દઈ શકતો નથી. જે કામને વાસ્તે વકફ છે તેજ કામ તેનાથી લેવામાં આવશે. બીજું કંઈ થઈ શકતું નથી. (હીદાયા જી. ૧ લી)

**૪ મસઅલો.** મસીદની કોઈ વસ્તુ, જેવી કે ઈંટો, કોલ, ચુનો, લાકડાં પથ્થર વિગેરે, કોઈ પણ વસ્તુ પોતાના કામમાં લેવી જાયઝ નથી. પછી તે ગમે તેવી નકામી કેમ નહિ થઈ ગઈ હોય. એટલે પોતાના ઘરના કામમાં નહિ લેવી જોઈએ. પણ તેને વેચીને મસીદનાજ ખર્ચમાં લગાડી દેવી જોઈએ. (દુ. મુ. શામી. જી. ૩)

**૫ મસઅલો.** વકફમાં એવી શરત કરી લેવી દુરસ્ત છે કે "જ્યાં સુધી, હું જીવતી છું ત્યાં સુધી મજકુર વકફની આમદનીમાંથી અર્ધી અથવાતો તેનો ત્રીજો ભાગ પોતાના ખરચમાં લાવ્યા કરીશ. ફરી મારા પછી ફલાણી નેક જગ્યામાં ખરચ થયા કરે." જો એમ કહ્યું તો તેટલી આમદાની તેણીને લઈ લેવી જાયઝ અને હલાલ છે. અને એ બહુજ સેહલી રીત છે, કે તેની અંદર પોતાને પણ કોઈ વાતની તંગી થવાની બીક નથી, અને મિલકત પણ વકફ થઈ ગઈ, તેવીજ રીતે જો એમ શરત કરી દે કે એની આમદાનીમાંથી મારી ઓલાદને તો આટલું અપાય ફરી જે બાકી રહે તે રકમ તે નેક (કામ, કે નેક) જગ્યાએ ખરચ કરવામાં આવે. એ પણ દુરસ્ત છે. અને તેણીનાં બચ્ચાઓને તેટલુંજ દઈ દેવામાં આવ્યા કરશે. (હિદાયા જી. ૧ શામી જી. ૩)

[ સમાપ્ત. ]

* તે વસ્તુ પોતે લીએ અથવા બીજા કોઈને ખેરાત કરે પરંતુ જ્યારે માલિક આવી તેના ખેરાત કરવાને અથવા તેના રાખી લેવાને રાઝી નહીં હોય તો તેને પોતાની પાસેથી તે ચીજ આપવી પડશે.